# શ્રી પ્રમાણુધ વિજય નાટકનાં મુખ્ય પાત્રો.

( પાત્રો ધર્મસંબંધી રૂપકો છે )



ચિદ્દવર્મા—( જ્ઞાનરૂપ ) ... ... ...ધર્મનગરના મહારાજા.

તિભા -( જ્ઞાનશક્તિ ). ... ... ... ... તેની રાણી.

પ્રમાણુધ—( ધર્મના જ્ઞાનવાળો જીવ ) ... ... તેમનો કુવર.
[ આ ખેલનો નાયક ].

નિગમસેન—( વેદ વગેરે ઇશ્વર પ્રણીત શાસ્ત્રો તેમાં કોરાન બાઇબલ વગેરે સર્વનો સમાસ થઇ શકે છે ...ધર્મપુરના મહારાજા.

આગમાવતી—(ઇશ્વર પ્રણીત શાસ્ત્રને સમજાવનાર શાસ્ત્રો ટીકાઓ વગેરે )... ... ... ... ... ... ... તેની રાણી.

પ્રમાણિકા—( શાસ્ત્રનાં પ્રમાણ) ... .. ... તેમની પુત્રી.

પુરાણિકા—( પુરાણ જેવાં કથાઓનાં પુસ્તકો ) પ્રમાણિકાની સખી.

રૂઢિકા—( લોક રૂઢિ ) ... ... ... ... પ્રમાણિકાની દાસી

શિવશંકર ( શ્રી શંકરાચાર્ય પ્રણીત સ્માર્ત્ત માર્ગ ) પુરાણિકાનો દિયર

વિપર્યય—( વિપુરીત ભાવ )...નિગમસેનના પ્રધાનનો વડીલો પુત્ર

વિપરીતમતિ—( અવળી બુદ્ધિ )... ...વિપર્યયની વડેરી સ્ત્રી.

[illegible]—( કુતર્ક )... ......નિગમસેનના પ્રધાનનો વડેરો પુત્ર.

[illegible]ગી—( કુગામી લગ્નો )... ... ...વિપરીતમતિની સખી.

[illegible]ચૂડિકા—( પુનર્લગ્ન )............વિપરીતમતિની સખી,

[illegible]રોક—( અયોગ્ય કેળવણી ) કુભારજુ અને વિપરીતમતિની સખી.

મારાઓ વગેરે વગેરે—

# શ્રી પ્રમાયુધ વિજય નાટક

## સંક્ષેપ સાર.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો.**—મંગલાચરણ પછી પ્રવેશ ઉઘડે છે ધર્મનગરમાં અંત:પુરમાં રાજા રાણીની બેઠક થાય છે. તેમાં સ્ત્રીગાયક રાજા રાણીના ભાગ્ય વખાણે છે. તે ઉપરથી રાજા સંદિવર્મા વિચાર દર્શાવે છે કે આપણો સંસાર સર્વ પ્રકારે સુધર્યો તો હવે આપણે વાનપ્રસ્થ થઈ વનમાં ઇશ્વર સ્મરણ કરવા જવુ. રાણી પ્રતિભા તેમાં અનુમતિ આપે છે. તેવામાં કુવર પ્રમાયુધ માતા પિતાના પુજને આવે છે. તેને રાજા પોતાનો વિચાર જણાવે છે. કુવર એવી યુક્તિ કાઢે છે કે તેના પિતાએ પોતાના મિત્ર નિગમસેનની સલાહ લીધા પછી વાનપ્રસ્થ થવું તેથી રાજા કુવરનેજ નિગમસેનને તેડી લાવવા કર્મપુર જવા આજ્ઞા કરે છે.

**પ્રવેશ ૨ જો**—કર્મપુરના રસ્તામાં વિપર્યય, તેની સ્ત્રી વિપરીતમતિ અને કુતર્કસેનની વચ્ચેની વાતચિત્ત કુતર્કસેનને કુવરી ... ભિક્ષા પરણાવી દેવાની તેમની ખટપટ અને ઉધા સુધારની હિમાયત અને હિમાયતી.

**પ્રવેશ ૩ જો**—મી. લંચનના રિસ્ટોરંટમાં તેમનું જવું અને ત્યાંનો દેખાવ.

**પ્રવેશ ૪ થો**—વિપરીતમતિએ કુતર્કસેનને પરણવાની કુંવરીને સુચના કરેલી તેથી કુંવરી પ્રમાણિકાએ પોતાનાં માતા પિતા સરહદની લડાઈ ઉપરથી આવશે ત્યારે તે વાત કહી દેવાની ધમકી આપેલી તે ઉપરથી વિપર્યય વગરે એ કુંવરી બાગમાં જવા મ્યાનામાં બેઠેલી ત્યારે ભોઇને બદલે મારાઓ પાસે મ્યાનો ઉપડાવી દેવડાવેલો તે જંગલમાં મ્યાનાનો દેખાવ અને પોતાની સાથેના માણસોથી વિખુટા પડેલા પ્રમાયુધનું ત્યા આવવું. મારાઓને ટોકી મ્યાનો પ્રમાયુધ ઉતરાવે છે અને લડાઇ થાય છે. તેમા પ્રમાયુધ અને પ્રમાણિકા મળી મારાઓનો અંત આણે છે, આ પ્રમાણે પ્રમાણિકાનું ઉગરી જવું, તેઓના સબાપણ તેઓ બને **કર્મપુર** તરફ જવા નિકલે છે.

**પ્રવેશ ૫ મો**:—વિપર્યયને ઘેર તે પોતાની સ્ત્રીસાથે કુંવરી તેમની કપટ જાળમાથી મારાઓ પાસેથી છુટી ગઇ તે વિષે ચિન્તા કરેછે પણ **કુતર્કસેન પ્રમાણિકા** અને **પ્રમાયુધને** નાશીજતાં ઠરાવી કેદ કરાવી લાવ્યાની ખબર આપે છે નિગમસેન અને આગમાવતી સરહદ પરથી મોડાં આવશે તેવી ખબર પણ કહે છે. વગરે વગેરે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—પહેરાવાળા મકાનમા **પ્રમાયુધ** અને **પ્રમાણિકાની** વાતચિત્ત બનેનુ ઓળખાણ.**પ્રમાયુધ**પરણવાનો **પ્રમાણિકાનો** નિશ્ચય. ઝેરી ઝખમથી **પ્રમાયુધને** પીડા થાયછે. **પ્રમાણિકાને** ચિન્તા ને કુતર્કસેન વગેરેનુ આવવું તેમની પેચી વાતચીત, કુંવરીને સાદ

જગાડવાનો તેની પાસે સખી પુરાણિકા અને દાસી રૂઢિકાને રાખવાની રજા કુતર્કસેન આપે છે. પછી જાયછે. પ્રમાયુધના બતાવ્યા પ્રમાણે તેના ઝખમનું ઓસડ કરવાથી તેને આરામ થાયછે પ્રમાણિકા અને વચ્ચે પ્રમાયુધ પ્રેમની વૃદ્ધિ.

પ્રવેશ ૭ મો:—માર્ગમા રૂઢિકા અને પુરાણિકા વચ્ચે વાતચિત્ત. તેઓ પ્રમાયુધ અને પ્રમાણિકાના ખાનપાનમાં કુતર્કસેન વગેરે દગો ન કરે માટે સાવધ રહેવાનો નિશ્ચય કરે છે. અને બીજી બાતમીઓ રાખવા જાય છે

પ્રવેશ ૮ મો:—ઇવનિંગપાર્ટીમા વિપરીતમતિ વગેરે સુધારાને અવળે રસ્તે ચઢેલાં માણસોનો ચિતાર અને પાત્ર પરીક્ષા વિનાની કેળવણીથી થતી ખરાબીનો ચિતાર પુરાણિકા સતાઇને જુએછે

---

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો:—ધર્મનગરનો રાજમહેલ ત્યાં પ્રમાયુધ કર્મનગર પહોચ્યો કે નહિ તેના સમાચાર ન આવવાથી સવિકલ્પમાં અને પ્રતિભાની ચિન્તા. મદદ માટે નિગમસેનનો સરહદ ઉપરથી પત્ર આવે છે. કર્મપુર જતાં પ્રમાયુધ સવારોથી વિખુટા પડયાની અને તેનો પત્તો ન લાગવાની ખબર આવે છે. રાણી મિત્રને વહારે જવા રાજાને બિરદાવે છે. કુંવરની શોધે સેનાપતિ તર્કસેનને મોકલવાનુ કરે છે,

પ્રવેશ ૨ જો:—કર્મપુરનો રસ્તો ત્યાં વિપરીતમતિ કુળીબાઇ વિયોગિની અમરચૂડિકાની વાતચિત્ત, તેમાં શિવશંકરનું આવવું. મિથ્યા સુધારાની ઉદ્દાસ.

**પ્રવેશ ૩ જો**—પહેરાવાળા મકાનમાં **પ્રમાયુધ પ્રમાણિકાની** વાતચિત્ત. અને જય **વિપર્યય** વગેરેનાં તરકટ ફળી ગયાં છે. તેથી પ્રમાયુધ પોતે છુટી સરહદ પર જવાને માટે યુક્તિથી **કુતર્કસેન** સા; થે વાત કરેછે. પણ કુતર્કસેન **વિપર્યયને** જવા દેવાની રજા આપવા નું પોતાના મિત્રોને પુછવા પર મુલતવી રાખે છે.

**પ્રવેશ ૪ થા**—વિપરીતમતિનો **સૈયર સમાજ** અને મિથ્યા સુધારાનો ખરડો તેમાં કુતર્કસેન અને વિપર્યયના વિચારો.

**પ્રવેશ ૫ મો**—શામજી કુંભારનુ ઘર અને તેની ભણી ગણી કુંભારણ ધુળકોરનુ ફારસ.

**પ્રવેશ ૬ઠ્ઠો**—રસ્તામાં પુરાણિકા અને **શિવશંકરની** વાતચિત્ત, બાતમીના કામમા મદદ કરવાને **શિવશંકર** કબુલ કરે છે.

**પ્રવેશ ૭ મો**—પહેરાવાળુ મકાન. **પ્રમાયુધ પ્રમાણિકાનાં** ભાષણ, ભોજનમા વિષ હોવાથી રૂઢિકા પહેલી રોજ પ્રમાણે ચાખે છે તેથી તેને ઝેર ચઢે છે. તેને ઘી પાઈ પ્રમાયુધ ઉગારે છે. પછી સરહદ પરથી **નીગમસેનનો** હુકમ આવવાથી કુંવરીને અંતઃપુરમાં રાખવાની વ્યવસ્થા કરવા માટે **વિપર્યય** અને **કુતર્કસેન** આવે છે, પ્રમાયુધ અને પ્રમાણિકાનો જુદા પડતી વખતનો વિરહ શોક વગેરે લાગણીઓ.

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—અંતઃપુરમાં પ્રમાણિકાનું સખીઓ સાથે વિનામરજીએ સખીઓના આગ્રહથી ગરબે ગાવુ, અને લાગણી ઉશ્કેરા-

ભાથી મૂર્છિત થવું સખીઓનુ તેને આરામ આપવાને સુવાડીને જવું. પુરાણિકા પ્રમાણિકાને પેરાવાળા મકાનમા જવાની સળંગ અંતઃપુરમાં બતાવે છે.

પ્રવેશ ૨ જો—મર્ગમા વિપરીતમતિ કુતર્કસેન વગેરેની વાતો તે શિવશંકર સતાઈને સાભળે છે. ધુળકોરની સાથે મેળવી તે બધી બાતમી મેળવે છે

પ્રવેશ ૩ જો—પહેરાવાળું મકાન ત્યાં સળંગને રસ્તે પુરાણિકા તથા પ્રમાણિકા આવે છે. પ્રમાણિકા તથા પ્રમાયુધનોઆનંદ.

પ્રવેશ ૪ થો – વિપર્યયનું ઘર ત્યા વિપર્યય, વિપરીતમતિ અને કુતર્કસેનની મસલત, રૂઢિકાને તથા પ્રમાયુધને મારી નાખવાનો છેવટ જરૂર પડે તો નિશ્ચય.

પ્રવેશ ૫ મો—શિવશંકર અને ધુળકોર રસ્તામા મળે છે ત્યાં શિવશંકરધુળકોરનું મનમેળવીબાતમી લેછે શિવશંકર તે બાતમી પુરાણિકાને આપેછે કે વિપરીતમતિકુંવરીને કુતર્કસેનનેપરણવાનુ કહેશે. કુવરી ના કહેશે તો કુવરીનો તેમજ પ્રમાયુધનો નાશ થશે.

પ્રવેશ ૬ ઠ્ઠો—અંતઃપુરમાં પ્રમાણિકા પાસે વિપરીતમતિ તથા તેની સખીઓ મળવા આવે છે. વિપરીતમતિ કુવરીને કુતર્કસેનને પરણવા ફોસલાવે છે. કુવરી યોગ્ય જબાબ દે છે. તેઓ જાય છે પછી પ્રમાયુધને શિવશંકરે તરકટની ખબર આપ્યાથી સળગ માર્ગે અંતઃપુરમાં તે આવે છે અને પોતે કેદમાંથી નાશી જશે તે જણાવે છે કુંવરીને હુશિયારીથી રહેવા સુચવે છે, અને પાછો સળંગ માર્ગે પેરાવાળા મકાનમાં જાય છે.

પ્રવેશ ૭ મો—માર્ગમાં વિપર્યય અને કુતર્કસેનની વાત મિત્ર તેઓ મારા મોકલ્યાવાની ગોઠવણુ વિષે વાત ચિત્ત કરે છે.

પ્રવેશ ૮ મો—પહેરાવાળા મકાનમાં પેલા પહેરાવાળાને ઝેરથીંજું ખાવાનું આપી પ્રમાયુધ નાશી જાય છે.

પ્રવેશ ૯ મો—વિપર્યયને ઘેર પ્રમાયુધને મારવા ગએલા મારાઓ આવીને તે નાશી ગયાની ખબર આપે છે પછી પ્રમાણિકાને જલદી મારી નાખવા મારાને તેઓ મોકલે છે વિપરીતમતિ મારાઓને બઇરાના લુગડાં તથા નીશાની સુંઘાડવાની શીશી આપે છે.

પ્રવેશ ૧૦ મો—અતઃપુરમાંથી પ્રમાણિકાને બેભાન કરી મારાઓ ઉપાડી જાય છે.

પ્રવેશ ૧૧ મો:—પ્રમાયુધ મારાઓને જંગલમાં મળે છે અને તેમને મારી ગાસડી છોડે છે તેમાંથી બેભાન પ્રમાણિકા નિકળે છે પ્રમાયુધનો શોક. પ્રમાણિકાને ઉતર્યા પછી ભાન આવેછે. તે બને સરહદની લડાઇમા જાયછે.

પ્રવેશ ૧૨ મો—સગ્રામ ભૂમિમાં પ્રમાયુધ અને પ્રમાણિકા યુદ્ધ કરેછે ત્યા તેઓ નિગમસેન તથા આગમાવતી અને સવિદવર્માને મળે છે.

પ્રવેશ ૧૩ મો:—છાવણીમાં સઉનો મેળાપ અને સભાષણ.

પ્રવેશ ૧૪ મો:—સર્વેનુ કર્મપુર જવું. ત્યા વિપર્યય તથા કુતર્કસેન વગરેનુ પકડાવું

પ્રવેશ ૧૫ મો:—પ્રમાયુધનાં માતા પિતા તથા પ્રમાણિકાના માતા પિતા સમક્ષ ખટપટીઆને શિક્ષા, પ્રમાણિકા પ્રમાયુધનાં લગન અને નાચ તથા છેલી પ્રભુ પ્રાર્થનાં કરે છે.

---

॥ શ્રી ॥

# શ્રીપ્રેમાયુધવિજય

## ખેલનાં ગાયનો.

શ્રી શારદા પ્રસાદ નાટક સમાજ માટે

છપાવિ પ્રસિદ્ધ કરનાર.

ત્રવાડી અંબાલાલ નરસિંહલાલ.

આવૃત્તિ ૧ લી.



અમદાવાદ.

ધિકાંટે—"જયન્તિ" પ્રિન્ટિંગ પ્રેસમાં

પટેલ દેશાઇભાઇ હીરાચંદે છાપી.

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

મુલ્ય રૂ ૦—૨—૦ ( બે આના )



શ્રી પરમાત્મને નમઃ

# શ્રી પ્રમાયુધ વિજય

## ખેલનાં ગાયનો.

---

### મંગળાચરણ.

૧

જય જગ સર્વેશ્વર દીનબંધુ દયાસિંધુ,
જય નરપચાનન સ્વરૂપ નમિ આનંદ. જય.
જનમતિ ભ્રમણ શમન મુનિ રક્ષણ ( ૨ )
પ્રમાદિત્ય જય આપતા, સુધર્મ સસ્થાપક, જગવ્યાપક,
શરણાગત ભય કાપતા. જય.
નિગમાગમ ગણ પુરાણ પ્રાર્થે, સચરાચર વર આપને,

સકલ સુરાસર મનમાં અભિમત, અંતિમ નિર્ણય છાપને, જય.
કહણુ પઢણુ પણુ તમ કરૂણા વિણુ કણુ પણુ ભાન ન આપતુ,
તમ ગમ સમ નહિ સમર્થ કશુએ જે લહિ તમ નહિ વ્યાપતુ. જય.

૨

સખી મારે સાચો નેમ છે (૨) સ્વામી કૃપા ક્ષેમ છે. સખી
પતી આજ આવે ભાગ્ય ભલા રે પુજનનિપે પ્રેમ છે સખી.
સર્જ્જ કીજે ફુલને, ચંદન ઘોળી, ઇશ પતિ તેમ છે, સખી.
પતિ માનવ જાણે નારી, મહેશ રે'મ ના રહે. સખી

૩

પતિ હુ પરમેશ ગણી પ્રણમુ (૨)
પતિ આપ કૃપાથી અહિ સુખ છે, પરલોકવિષે પતિ સાથ રમુ. પતિ.
સતીનાં પતિથી ઉજળા મુખ છે, શિવ દેવ બીજા તણી પુંઠ ભમુ પતિ
કરી ચંદન અર્ચન વેર ફુલો, મન વાણી શરીરથી નાથ નમુ. પતિ.
તમ ભક્તિ સદા ઉરમા વિલસો, સુખ દુખ ગણી સરખા વિરમુ પતિ.

૪

દેવીના ભાગ્ય શા રે, વખાણીએ આજ ( ૨ )
વર્યા જે પુણ્યે સવિત સમ મહારાજ દેવી.
બાળકપણુમા રે, કુશલ પઠનમા રે,
રાજ્ય દિપાવ્યુ કરિ રાજ દેવી.
પતિ નેણુના રે, એકજ તારા રે,
જનની પ્રમાયુખનાજ દેવીના.

૫

તજી નિજ માત તાત અન્ય કોણ પૂજું ( ૨ )
શિવસ્વરૂપ છો તાતજી મારા, શક્તીસ્વરૂપ માત મારાં રે, તજી.
આપથકી આ શરીર થયું છે, આપ વિધિ સર્જનારા
આપે પાળી ઉછેર્યો પ્રેમે, આપથી વિષ્ણુ નહી ન્યારો રે. તજી.
આપની પૂજા તે ઇશ્વરની, પૂજુ ચરણ તમારા રે તજી.

૬

શાસ્ત્ર જાણું છો સુપાત્ર પુત્ર સુવિચારી રે,
પુત્ર સુવિચારી મતિ ભક્તિમા અમારી રે, શાસ્ત્ર.
રાજપુત્રને સેવી સુખદે વનવિષે રહેવું ને ઉપાસવા પુરારિરે, શાસ્ત્ર.
અમકુલ નૃપનો ધર્મ અનાદિ, તેજ ધર્મ ધારવા મતિ ઉરે વિકારીરે.
શાસ્ત્ર.

૭

બહુ મત હિકમત હકુમતશુ કરશુ, નવિન નવિન મત ધારા,
કરૂ પ્રાચિન બધુ છિન્ન ભિન્ન ભડ કે, સાચી કુશળ બહુ મારા. બહુ.
પ્રનદાને આપુ છુટી, મરજાદા મૂકુ કુટી.
એનજ ખરેખર બધિ કેળવણી કાપુ હું કુધારા બહુ.
સઘના સર્વે સ્વચ્છંદ કરૂ વિધવા વિદ્વાન વરાવુ.
આઘાત્મા દામ ભરાવુ, સતી કોણ ચાહે પછી થાવું
નાત શિરે લાત લગાવુ જનમન જુક્તિવડે ભરમાવુ,
ચાવુ જશ મિનારા બહુ

૮

છુટ લખલુટ લાભ કરનાર, નરનાર. મઙ સરપા .૨.
અંતર નથી લગાર, લાજવાળી નારી તેના કશો એ ન માલ, લખલુટ.
પરનર સાથે બાઝી હાથે હવા તો ખાવી.
તેથી શિ હાનિ હાલ. સુધારાતણો છે કાળ.
જુની_રીત માત્ર બાળ, કરો નવું ભરો ફાળ, લખલુટ

૯

પ્રિય કર્યો ઉપકાર, તેને જોગ ઉપહાર,
આછે તનમન સાર, અને પ્યાર, તોયે વાળી ન શકુ આભાર પ્રિય.
પ્રાણ છે ઉગાર્યા માટે પ્રાણતણા છોજ નાથ
હું કુમારિકાની નીતિ રિતિ ખરી આપ હાથ,
તેથી તન મન દેઇ સદાતણો કરૂં સાથ. પ્રિય કર્યો.

૧૦

તુજ વિનય પ્રણયથી શુચિ શશિ વદની હું છુ તુંજ આધીન
સાચી છે ક્ષત્રાણી તું શુ કહુ વખાણી હું,
અસિ કટિ કસિ ઝટ ધસિ જય ખલપર, તે છબિમાં છુ લિન, તુજ.

૧૧

સાતપદે સાથે ચાલે, તેને જાણો અંગ. (૨)
સપ્ત પદી સજ્જન મિત્રાઇ, લોકવેદની રીત ગણાઈ,
એ સમજી રાખો મનમાંહી, સદા રાખો સાગી સંગ. સાત.

માથાના મુકુટ કર્યાં અમે, છાયા પેઠે પૂંઠળ આવું,
ચતુર શિરોમણિ ચિત્તમાં ચાહું, સદા સર્વદા શોભું સંગ,
ઉર ઉમંગ, તમ ઉત્સંગ. સાતપદે.

૧૨

મમ જનકતણા મિત્રતણા પુત્રતણી આજ સર્બંગ,
જેણે કરીજ મુને, કષ્ટ સમે, મદદ સુખકરા. મમ.
જેણએ વધાવવા અમૂલ્ય મોતી થાળે,
ખાન પાન માન અધિકથી તેડ આવે હાલે,
કેમ તે ન વાત આ આભારિ હૃદય સાલે,
કરી કૃપા મહેશ આવિ દશા તરત ટાળે;
કરૂ કેવી સેવા જેના જેવી પ્રાણ માહરા. મમ.

૧૩

આમ તમે ઓછું ન આણો કુમારી.
આવા બાર મહી પર રે. તમે.
મુખ તમારૂં છે સુધા થાળી, વાણી વિવેકી અગરત વાળી,
મહેમાની, તે માની, માટે શો કરો વૃથા ખરખરો,
કરો ના લાચારી આમ તમે

૧૪

હાય પરી હુંતો પાપિણી, નહિ સ્નેહિને થઇ સાપિણી
ખરેખરી અભાગણી ખરેખરી અભાગણી—નહિ,

આભાર જે જને કર્યો, આરામ તેતણો હર્યો,
નડી થઇ હું ડાકિની નડિ.
ખરેખરી અભાગણિ, ખરેખરી અભાગણિ, નડિ.
જો પાલનારને વ્યથા, જીવ્યુ મારૂ તો વૃથા;
મરૂં થઈ વીરાગણી. નડિ.

૧૫

સખી વર્તતી નથી હું અવળુ તનમન વચનથી સવળુ.।
પતિ પતિ કહિ ચરણુ વળુ (૩) સખી.
પ્રાણુ પ્રાણુ તે પ્રાણુ અમારા, પ્રાણથકી પણુ પ્રિતમ પ્યારા
તેસહ જીવતી બળુ એનિ મારો તે સહ સખી.
નથી અનુચિત મુજ પ્રિતિ, છે શુદ્ધ ક્ષાત્રનીતિ,
વચન પ્રમાણુ પળુ, એની મારી, સખી.

૧૬

મળી જોડી જોતાં એ નૃપતિ સમાન, વીર દિસે,
છે પણુ રાજકુમારજી, વાહ ગેનુ અને સુગધ,
વળિ પિતાશ્રીના મિત્રવર્ગના છે.
વળિ સુવરણુમા જડયુ રત્ન,
છાનુ રાખવુ કરી યત્ન, હાલ જરૂર મન વિષે. જોતાં એ.

૧૭

છૂટથી મ્હાલો હવે છૂટથી મ્હાલો,
ફાવતો કરીએ સુધારો..............................જી...હવે છૂટથી.

લેટ અસ હેવ પેટ રેફૂરમેશન, નેશનાલિટિ ઉભી વાળો. હવે.
લેટ એ ડેડ હસબન્ડ બી રીપ્લેસ્ડ અન્ડ રીફ્યુઝ છૂટકા લો. હવે.
કસ્ટમ્સ ઓફ્ કાસ્ટ શુડ બી કાસ્ટ ઓફ્, ચોપ્સિ ઈનિ લવ કર અલો હવે.
ઓલ્ડ થીંગ્ઝ ઓલ્ડલી સબવર્ટ સોન્નલી, ન્યુફેશન્સ ચલાવો. હવે.



# અંક ૨ જો

૧

ક્યો શાણો શીલો શૂરો પુત્ર પ્યારો, પુત્ર પ્યારો રે છે સારો, ક્યો.
રીત્યે રજપૂત સાચો નીતિ ભલેરી,
શૂરો છે પૂરો છે સૌને છે પ્યારો, ક્યો.
આવે અજાણ્યાને ઉરથી ઉમળકો,
મેતાના જેવા છે બેત્યો શું કહુ,
એ મીઠા બોલાના મિડડા હુ લઉં ક્યો

૨

સ્વામીજી શગ જગે સિધાવો રે, સ્વામીજી શગ જગે સિધાવોરે,
જગે સીધાવો, શક નવ લાવો, ગુણે નાથ સીધાવો રે, સ્વામી.
મિત્ર રહાયે, વાર ન થાયે, મિત્રધર્મ નવ ચળે જરાયે.
પ્રભુ છે બેલી રે, ફરજ જ પહેલી રે,
નિજ હિત પર નિશ્ચિતજ રહું રે, ટેક ગ્રહુ રે,

સ્વાર્થ દહુ રે, ખુશી મુ હુ તો ક્ષાત્રવટે વ્હાલા.
ધર્મ બજાવો,, મિત્ર બચાવો, સુખે નાથ સિધાવો    સ્વામી

૩

કૃપા કરી પ્રાણ પ્યારા બાણ ના મારો.
જીગર વિંધાય, પતિ ન ખમાય,
પ્યારા મારા સુદર ! અતર મદિર અદર ધાઓ,    કૃપા કરી
પૂજુ તમ પાય, વિયોગ ન થાય,
હૃદય એ ચ્હાય, સયોગ સદાય, તમે સમજ્યા ન કાય
ત્યારે એમ વદો કેમ, સાચો જાણુ છુ તમ પ્રેમ
માટે બોનો રાખી રેમ,
શુણી વાણી હૃદય તપતું અપારજી
માટે બોના તો બોલો કરી વિચારજી,
હુ તો સદાય તમારી, જરી ન જાણશો ન્યારી,
પ્રતિજ્ઞા પૂર્ણ એ મારી    પ્યારા.

૪

મમ અતિ પ્રિય જીવન સમાન,
પ્રિયા મમ અતિ પ્રિય જીવન સમાન ( ૨ )
પ્રિયા મમ મનહર, હિતકર, પરમ પુનિત ચિત, તનપર
થકિ હક તજુ ન કદી, તપત હૃદય શુભ પ્રણય નદી,
મનથી ન ખેદ ધરો, દિલથી જે કંઈ ખરો,
માગ તુ મનતણી છે દેવી, મમ પ્રેમ મદિરમા નિત્ય સેવી

છત્ર સમાણી, તુજને જાણી, મનની માની, દિલની રાણી,
ફિકર ન ધર, પ્રિય નિર્ભય થા; મમ અતિ.

૫

પ્રભુ કરે છે જે યોગ્ય, દયાનિધિ પ્રભુ કરે છે જે યોગ્ય
છો ભાગે, દુખ જેને, તે તો, સાચુ દિયે સુખ સદા,
સાચુ દિએ સુખ સદા—માટે દીલમાં જરી
હુ રહુ છુ ધીર ધારી, તે, ઉર, આણી, પ્રભુ
પ્રાણનાથ તમ વાક્ય, ખરા સત્ય હરિને કર છે;
સત્ય વાત સારી. પ્રભુ

૬

આ જગતી સઘળા હિન્દુ, નથિ બુદ્ધિતણુ એક બિન્દુ
છે મુર્ખપણાના સિન્ધુ, તેથી એ સઉને નિન્દુ,
આપણ સુધરેલા સાચા, એ તો કુધરેલા કાચા,
તેને મનવો મારી તમાચા. આ.

૭

કરવો પ્રપચ કોઈ સંચો જમાવી જેથી કુવરી આવે મારા હાથમા. (૨)
બચ્ચીએ બધાએને લોકોને લેઈને, નવા વિચારોની નાશ્રમા. કરવો.
છળથી કે બળથી બધાઓને, બાંધી લેઐ સુધારાના સાથમાં. કરવો.
મરે ન સાપ અને લાઠી ન ભાગે પકડાઈ જઇએ ન કોઇ વાતમા. કરવો.

૮

ભોગે રે ભણેલી ભામની મળી, ભણેલી ભામની,
મળી, શિર ફરી, ફરી, ફરી, ભણેલી

૪૬૮



થઇને શેઠાણી બેઠીજી છ, જી, જી, જી ગર્વ ધરી,
મરીએ અમે તો ખુબ મજૂરી કરી–ઠાઠભરી, ભરી, ભરી, ભઙ્ગુલી.

૯

નાહિ મેરા જૈસા ખાવિંદ હમારા,
હમ રંભાસી નરત કરત રહી,
ખાવિંદ ગુદેહે મદી મટિયાંકી ગાગ રે. નહિ,
હમ કોયલ સે સૂરન અલાપે, ખરમો ખાવિંદ મેરા.
કરત ખુખારા રે, નાહિ.
મિસ્ટર કાઉ મિલે પઢિયલ નર,
તો હિ ખિને કિસમતકા સિતાગ રે નહિ.

૧૦

પિતાને માતાને પૂરી ચિન્તા થાય,
તો પણ ક્ષણ ક્ષણ મારે હુઃખ છે;
દેખી મુખને તમારૂ પ્યારા, દરસન નિત્ય
ચહુ પૂરી ચિન્તા થાય. માતાને

૧૧

સુરપુર સુંદર કારાગૃહ મન આ લહુ રે,
દિલમાં સદાયે ખુશિ ભારી, છે સારી, વિસ્તારી. સુખકારી પ્રાણ.
નયન નયન મળી મનમુદ થાય, ખરે કયમ કાલ જાય (૨),
તે કઈ મન મહીં જરી લહિએ;

આઠેજ જનમ, આનંદ ધામ. આ......આ...
સુખ ખાણુ, માની પ્રાણુ                    સુરપુર

૧૨

પ્રિય પ્યારા તવ વદન કમળ સહુ ચિન્તા ભુલાવે
નવનિધિને સહુ સિદ્ધિ મળ્યા સમ તૃપ્તિ અપાવે.        પ્રિય.
વિનય પ્રણય સદ્ગુણુની ખાની, નિરખી મન ઉલમાવે,
તનમન ધનને વચને અર્પું, વશ થઇ સહજ સ્વભાવે
બહુ ભાવે, પ્રિતિ લ્હાવે.        પ્રિય.

૧૩

રે'તુ રજ થઈ, સાવધતા લઇ, પલ પલ લ્યા (૨)
ન રે'તુ વિશ્વાસ મહી, પક્કા શઠ છે, ઉપર સુઘડ ઠગી કરનારા, રે'તુ
ખાવા પિવામા ગાફલ ન રહો, ચેતી ચાલો;
આપણુ પુરા પેચી, એનો પૂરા પેચી (૨) એનો પૂરા પેચી,  રે તું.

૧૪

ભલે મારૂ ગમે ત્યમ થાય રે,
તમ આયુષ્ય અધકું રે વધો.        ભલે.
તમો ફુલતરૂ અમે વાડરે,
તમ કાજ અમ જન્મ રે બનો        ભલે.
નીશદીન બાપ્રુ સુખી રો' તમતણું કુશળ થાઓ,

એજ હું તો ઉરથી ચાહું. પ્રભુ પાસે માગુ સદા હું.
અમ સેવકનાં શીર છાયરે તમ

૧૫

હે રૂઢિકા મુજ બ્હેન, નહિ ચેન, ( ૨ )
ઓ બેની, કઇ કહેની અમકાજ પડી વિપમા શો ઉપાય? હે.

૧૬

ગજબ ખટપટિયે કીધો, જડતો નથી રે ઉપાય
ઉપાય ન જડતો, સુઝ ન પડતી, મનડુ અતિ ગભરાય, ગજબ.
સેવકધર્મે જીવ સમર્પ્યો. તુજ જીવન ધન્ય થાય,
પણ આ અમારે તો હૈયે આ ડાઘો—પણ આ. ( ૨ )
કાઢયો કદી નહિ જાય, હાય ( ૨ )
બેની તુ સાચી, મૃત્યુમાં રાચી ( ૨ ) બ્હેની એ આવી.
ન થાય, અરે હાય ( ૨ )
જુગ જુગ જુગ, તવ જીવન, ( ૨ ) કદિ પણ નહિ
વિસરાય હાય હાય ગજબ.

૧૭

અરે થાઉ છુટી પ્યારા, તમથી હુ કયમે ( ૨ )
ઉરે તાપ ઉતાપ, કરે રે ધગો; પ્રીય મારા
કાયા આ તો ભુમિમાં શમે, ભેદ્યુ કાળજ મુજ શરથી ખરે—થાઉં

૧૮

મારે પ્રિતમજી માવે રે પાસે સદાયે આરામ,
વ્યાકુળ છુટયે રે થાઉ મારે પ્રિતમજી.
તમવિણ સ્વર્ગ સ્મશાન સમાણું, તવ બીજુ કોણુ માત્ર,
જીર વણુ જેવી દેહડી, વિકળ વિકળ મુજ ગાત્ર,
હે . હે...હે અરે છે ખરે, મારે પ્રિ.

૧૯

પ્રિય મારા આ વિરહે કરી, ધીરજ રે છે જતી (૨)
પન જુગ શી મને ભાવતી, આશા તો નાસતી પ્રિય મારા.
આ છાતિ તેથી મારી, છે અતિશે ફાટતી, પ્રિય મારા.

૨૦

ફિકર ન રાખશો પ્રિય મારી, (૨)
પ્રભુ રક્ષક છે મુજ જાણજો, નવ રાખશો।
હરિ ત્રીપુરારી, સઉ દુખહારી, વિઘ્ન નિવારી,
જય જયકારી, કષ્ટો સદા વિસારી, શિરે શુભમ્ત,
ધારી, લેજો સદા ઉગારી, એ છે આશીશ મારી.
પ્રભુ સહાયકારી, આશ પુરે તારી મારી,
પ્રપચીને સહારી, ઇચ્છા ફળશે તારી.
સાવધ રહેજે શાણી હિમત જરી ન હારી, સુંદરી,

## અંક ૩ જો ગરબો.

### ( ગરબો )

પલ પલ બહુ ધગ ધગતી આગ અંતર બિગડુની રે લોલ
સ્વામીનો સયોગ છુટયે હામ ને વિરામ ઉડી છે ગયા રે લોલ
નખ શિખ વ્યાપી વિરહ વેદના રે લાલ; પલ.
વસે પદ્મની કમલમાં, સુરજ વસે આકાશ.
તો પણ મુખ નવ દેખતા, ભાસે કમળ નિરાશ.
વેગળેથી જોઇ મુખ હરખતી રે લોલ, હાલ તો મળે ન લાગ,
છે વિરાગ, મારા ચિત્તમા રે લોલ
શુદ્ધિ તો રહી નહીં શરીરની રે લોલ. પલ.
વધતો ઘટતો વેગળો, તો પણ નિરખી ચંદ.
પાણી બુડી પોયણી, પણ ધરતી આનંદ,
જેવો તેવો પ્રિય સંજોગ, ફરી કહીંથી આવે,
ઝખમીને પણ ઝાંખતી, ઠરતી નીરખી નેણ;
મંદ મદ પણ આપતા, સાચુ સુખ તે વેણ
ક્ષણ ક્ષણ ઉર હસું, મુખ અવલોકી, પ્રિત પ્રિતમ પ્રતિ,
રહે નહી રોકી,
તેવા પણ દિવસો ટલ્યા, મલ્યા વિછુટયા નાથ.
શિર ધરતા છટકી ગયો, આવ્યો હીરો હાથ,
તેહ સદા સાલે મારા અતરે રે લોલ, ચરચર ચિત્ત થાય.
નવ ખમાય, અરે હાય, થાય વેદના રે લોલ
તનપર થાય ઝડી તીરની રે લોલ,

૨

આ કેમ રેસે મારા પ્રાણ રે, મન નો વિકલ અધિક
અકલાઈ જતું, ઘડિ ઘડિ શુન્ય થતુ, હો એ ભાનરે,
નેણ ઝરે ચિત્ત ચરચરે, તનપર અતિ પરિતાપ;
વિયોગ વાલ્લમનો અરે, પ્રકટયા શુ મુજ પાપ,
નાથ વિના હદ નારીના દુ:ખની નથી, મન માપી
શકે ના મુખે ના કથી, છુ બે ભાન રે આરે

૩

મનમાં હું શાણી તો તુને રે જાણતીતી
સમય વિચારીને ધિરતુ ન ધારે, લાગે છે ગાંડી
તુંતો મુને—રે જાણતીતી મનમાં.
શત્રુ શિરે ને વિકળ બને તું, લાભ તેજ સાચો,
શત્રુને, ન ક્ષાત્ર નીતિ મનમાં.

૪

મ્હાગે મને મારા નાથ. દૂર છતા મ્હાગે મને મારા નાથ. સાચે મને.
સત્ય મનોમન સાક્ષી પૂરે, બાકી મારે સુખ છે શુ,
કયમ ના હવે હું હરખાઉં. મ્હાય મને.

૫

મારા તનથી મનથી માનુ છુ, જાણું છુ, ઉપકૃતિ સખિ તારી,
ખરી સખી તુ છે સંકટ અંદર, સુખકર પ્રાણથી પ્યારી.
જો તું ન હોત તો ગતિ શી થાય, કોણ કરે આવી સહાય.

તારો સખી આભારજ ભારી,
શી પેર શકું હું વળી. મારા

૬

જે મન એક રહી રમતુ તુ, પ્યારમા એ રૂપે,
એકમેક થઇ બેસે ( ૨ )
નેહ નેગે, સુધા વેગે પ્રેમ વ્હેને, સ્નેહ મેને,
સુખ રહે ને સુરમણી, સુખ અવનીમાં જે મન

૭

નાથ જગનાથ અમિત કૃપા કરી બચાવો રે
નાથ બચાવો એને નાથ બચાવો, નાથ બચાવો રે નાથ જપું,
એનો સુકુમ્ભ મારૂ છે સાચુ, નાથ ઉગારો યાચુ,
નાથ ઉગારો—કષ્ટ હઠાવોરે ( ૨ ) નાથ જગ
બન્ને કુશળ અમોને મિલાવી, અમને મિલાવીરે ( ૨ )
નાથ કૃપાથીરે — નાથ જગ.

૮

મોટા મોટા લોકો દિએ સનમાન ( ૨ )
ભણિયે ગણિયે ભપકા ખાતર, બધનનુ ન નિશાન, મોટા
છુટાં થયાને છુટાં રહયામા, અમને મલ્યુ છે વિમાન મોટા

૯

ધિક ધિક તારૂ જ્ઞાન ( ૨ ) પાઠનો સાર અમલ કાઢ્યો ધિક.
ભભકાનુ ભણતર ચણતરમા ગુમાન, વળી છુટયા કર્યાનુ
ઉઠયુ [illegible]ર તાન,

ભણતર સદ્ગુણ ફેંગે ભેદ, સમજીને કર મન કર કેદ
કરી મર્યાદા છેદ—હોરે ખેદ ખેદ ખેદ ધિક ધિક.

૧૦

એતો જીવપર નક્કી આદરશે, જાન લેવાને,
નક્કી એ મથશે— એ તો.
એ ખલ પાપી નાજ વિચારે, શસ્ત્ર ધારે વીંગોપચારે,
ખટ પટ ભારે, કર્યે નવ હારે, એ તો

૧૧

આ હી ક્યાથી મારે આવ્યો [ ૨ ) આદી ક્યાંથી
મન સમજે મુજને ફાવ્યો [ ૨ ) મન સમજે રાખજે,
આશે, નિકર વિનાશે ફાવે એ જાશે,
માટે આશાથીજ સહાર સંહાર,
બનતું કરશાણી પ્રીતમ પ્યારા ( ૨ ] પણ વિરામ છે
અસિ ધારા (૨) સારૂ— આદી.

૧૨

રે નસિબ તુ મને તો રે, શારે છે કયમ પાપી,
મારી મનહર આ કોણેજ મારી છે, જુલમ થયો ભાસે
હ રીને મારી ખજો, મારૂ કર્યું બહુ ભુરૂ.
ન જીવતું વ્હાલુ છે અપ્રિય છે, રે ખરાબી આથી કેવી રે. રે.
દયાધના આપ ત્રાતા, જગતના તાત માતા,
દશાતણું દાન દીધુ કેમ બે શકુ વિસારી,

૧૩

ખુશી ખુશી છે મનમા, અણુચિંત મલીયા વનમા,
ખરૂ થયેલુ સુખકર ક્ષણમા.                    ખુશી.
સાચું કે સારૂં આ સ્વપ્ન હુ દેખુ, સુખે દુખે.
મલ્યા અહીં વનમા.                    ખુશી

૧૪

અહો જગના પતિ માનુ હુ પાડ પણ તારો
આવો ઉપકાર તેં હરિ કીધો અમને ઉગારી,                    અહો.

૧૫

પૂરણ પુન્ય વૃદ્ધિનુ છે આપનુ આ, પિતા આપનુ આ પુરણ.
આપ કૃપાથી થયુ સર્વ સારૂ, એમા પરાક્રમ કશું ના મારૂં, પુરણ.

૧૬

હુ તો સદાનો આભારી હો, મારૂ જીવન કર્યું બલિહારી.    (૨)
મિત્ર તનય તમ તનય સમો હુ, ધર્મ તનય થઇ અતિ,
સુખિયો છુ, થયો ઘણો આભારી હુ,                    મારૂં.
સ્વસ્તિ બોલી વિશ્વપતિને. નિશદિન પોષુ એજ મતીને
વધારે વેલ સારી હો,                    મારૂ
વિશ્વપતિ દે વારસ તમને, પૂજ્ય ગણી ત્રેવડવા
અમને, એ આશીશે પ્રભુ સુત આપો હો                    મારૂ

૧૭

નીજ સુહૃદયની પ્રિય તનયા નામુ શીશ નીજ,

